# આ હિંદુ પંથમાં દફનવિધિ થાય છે!

આ એક ધર્મ એવો છે, જેમાં સત્યનારાયણની પૂજા, રાંદલના લોટા, ગૃહશાંતિ કે લીલ પરણાવવા જેવી વિધિ થતી નથી.

- એમાં લગ્ન સિવાય બ્રાહ્મણની જરૂર નથી પડતી.
- એમાં મૂર્તિને બદલે થાય છે કળશની પૂજા.
- ૭૦૦ વર્ષથી અસ્તિત્વ હોવા છતાં એમાં જૂજ જ અનુયાયી છે.
- એમાં એક જ પરિવારમાંથી નિયુક્ત થાય છે મુખ્ય ગાદીપતિ.
- એમાં છે આંગળીને વેઢે ગણી શકાય એટલાં જ મંદિર.
- એમાં મૃતકોને અગ્નિદાહને બદલે દફનાવવામાં આવે છે.

ક્યો છે આ પંથ, જે લાંબા સમયથી અસ્તિત્વ ધરાવતો હોવા છતાં એના વિશે લોકોને બહુ ઓછી માહિતી છે?

આ ધર્મ ઓળખાય છે *સાજી સવાઈ* તરીકે, જેનો અર્થ થાય છે *સત પંથ કે સત્ય પંથ.*

હિંદુ ધર્મમાં સામાન્ય રીતે અવતારી પુરુષ કે સ્ત્રીની ભગવાન અથવા તો દેવી તરીકે પૂજા થાય છે, જ્યારે આ ધર્મમાં ભવિષ્યમાં જન્મ લેનારા ભગવાનની પૂજા કરવામાં આવે છે. ભગવાન વિષ્ણુ કલ્કીનો અવતાર ધારણ કરીને કળિયુગનો નાશ કરશે એવી કલ્પનાને આધારે વિષ્ણુના આગામી અવતારના પ્રતીકરૂપી કળશની પૂજા આ ધર્મના આસ્થાળુ કરે છે. અહીં હાથમાં તલવાર સાથે સફેદ અશ્વ પર આરૂઢ થયેલા ઈશ્વરની કલ્પના કરવામાં આવી છે.

*સાજી સવાઈ* ધર્મનો ગુજરાતમાં પ્રચાર અમરેલીથી થયો છે એટલે અમરેલી, સુરત, નવસારી અને ઉત્તર ગુજરાતમાં એનાં અનેક મંદિર છે, જ્યારે એની મુખ્ય ગાદી અમદાવાદ નજીકના પીરાણામાં છે. અત્યારના ગાદીપતિ છે અમરેલીના વતની *કાકાસાહેબ* તરીકે ઓળખાતા ભાઈલાલભાઈ વશરામભાઈ ધાનાણી. આ ધર્મની શરૂઆત ક્યાં અને કેવી રીતે થઈ એ વિશે *ચિત્રલેખા* સાથે વાત કરતાં કાકાસાહેબ કહે છે:


સાજી સવાઈનું મંદિર


ધર્મગુરુ કાકાસાહેબ


ચુનીભાઈ ગજેરા

## જૂજ ભક્તો તથા કડક નિયમોને લીધે પંથનો પૂરતો વિકાસ નથી થયો...

'આમ તો આ સત પંથ ધર્મની સ્થાપના સાતસો વર્ષ પહેલાં થઈ છે, પણ ગુજરાતમાં એના ફેલાવાની શરૂઆત બસ્સો વર્ષ પહેલાં થઈ. મારા છઠ્ઠી પેઢીના પરદાદા મેઘજીબાપા અને હીરાની જાણીતી કંપની *લક્ષ્મી ડાયમંડ્સ*ના ડિરેક્ટર વસંતભાઈ ગજેરાના પરદાદા નાથાબાપા ખૂબ ધાર્મિક. અમરેલીથી પંદર કિલોમીટરના અંતરે આવેલા ચિતલ ગામમાં કોઈક ભટજી ખૂબ સારો સત્સંગ કરતા હોવાનું જાણ્યા બાદ બન્ને ચિતલ પહોંચ્યા હતા. એમના પ્રવચનથી ખૂબ પ્રભાવિત થઈને ભટજીને અમરેલી આવવાનું આમંત્રણ આપ્યું. અમરેલીમાં બન્નેની ભક્તિ જોઈને ખુશ થઈ ગયેલા ભટજીએ સાજી સવાઈ પંથને આગળ વધારવાનું કહીને મેઘજીબાપાને ધર્મના મુખી નીમ્યા અને નાથાબાપાને થાળ ધરાવવાનું તથા દેવપૂજાનું કામ સોંપ્યું.

જો કે નાથાબાપાએ પોતાને માથે દીકરા રામજીની જવાબદારી હોવાથી પોતે પૂરતો સમય નહીં આપી શકે એમ કહ્યું ત્યારે ભટજીએ એમને પુત્રની જરાય ચિંતા ન કરવાનું કહીને સાત પેઢી સુધી કોઈ તકલીફ નહીં થાય એવા આશીર્વાદ આપ્યા. બસ, ત્યારથી મારા અને વસંતભાઈના પરદાદાએ ગામમાં દેવપૂજા બંધ ન થવાનું આપેલું વચન અમે પેઢી દર પેઢીથી નિભાવીએ છીએ. જો કે કડક આચારસંહિતા અને મોટી સંખ્યામાં ગુજરાતીઓ વિદેશમાં વસી જવા માંડતાં ધર્મનો જોઈએ એટલો વિકાસ નથી થયો એ હકીકત છે. બીજું, ભક્તોની ઓછી સંખ્યાને લીધે મંદિરોનો કારભાર ચલાવવાનું મુશ્કેલ બનતું જાય છે. વસંતભાઈ-પરિવારજનોનો આર્થિક સહયોગ ન હોત તો અમારા પંથનાં મંદિર ક્યારનાં બંધ થઈ ગયાં હોત.'

*આ પંથ હિંદુ ધર્મનો એક ફાંટો જ ગણાય, પણ એમાં અગ્નિદાહને બદલે દફનવિધિ કેમ છે?*

એના જવાબમાં દોઢેક વર્ષ પહેલાં પિતા વશરામભાઈનું અવસાન થયા બાદ ગાદીપતિ નિયુક્ત થયેલા બાવન વર્ષી કાકાસાહેબ કહે છે કે અગ્નિ કરતાં ભૂમિદાગ એટલે કે દફનનું માતમ વધારે છે એટલે અમે મૃતદેહને અમારા કબ્રસ્તાનમાં દફનાવીએ છીએ.

છ પેઢીથી ચુસ્તપણે સાજી સવાઈ-સત ધર્મનું પાલન કરતા વસંતભાઈના નાના ભાઈ ચુનીભાઈ ગજેરા *ચિત્રલેખા*ને કહે છે:

'અમે હિંદુ ખરા, પણ અમારાં મંદિર હિંદુ દેવી-દેવતા જેવાં શિખરબંધ નથી. કોઈ રૂમ કે ઓરડામાં મૂર્તિને બદલે ચાંદીના કળશની સ્થાપના કરીને પૂજા કરીએ છીએ. બીજું, અન્ય મંદિરોની જેમ અહીં ગમે ત્યારે કોઈ જઈ નથી શકતું, ફક્ત પંથનું ચુસ્ત પાલન કરનારાઓને જ આ મંદિરમાં પ્રવેશ મળે. એ પણ સ્નાનાદિથી પવિત્ર હોવા જોઈએ. અરે, મંદિરમાં કોઈને વાછૂટ થાય તો પણ એ અપવિત્ર ગણાય એટલે એણે ફરી પવિત્ર થવું પડે. બીજા શબ્દોમાં કહીએ તો ઈશ્વરને ચોખ્ખાઈ પસંદ છે એટલે અમે પવિત્રતાને પ્રાધાન્યતા આપીએ છીએ. આપણા શ્વાસોચ્છ્વાસથી પણ વાતાવરણ અશુદ્ધ થતું હોય છે એટલે અમે પૂજા વખતે મોં પર મોંપટ્ટી બાંધીએ છીએ. જો કે ઘણા લોકોને પંથની કડક આચારસંહિતાનું પાલન કરવું અઘરું લાગે છે એટલે બહુ ઓછા લોકો આ પંથમાં જોડાય છે. બીજું, પંથના સાહિત્યનો પણ જોઈએ એટલો પ્રચાર નથી એટલે એનો પૂરતો વિકાસ નથી થયો.'

આટલા નાના પંથના પણ બે ફાંટા છે. એકમાં લેઉવા પાટીદાર કાકાસાહેબ ગાદીપતિ છે, જ્યારે *શ્રી અખિલ ભારતીય સત પંથ સનાતન સમાજ પ્રેરણાપીઠ-પીરાણા* તરીકે ઓળખાતા બીજા ફાંટામાં મુખ્યત્વે કચ્છી કડવા પાટીદારો છે એટલે એનું સંચાલન એમના હાથમાં છે.

■ **પ્રકાશ** બાંભરોલિયા